# (કન્યા વિક્રય વિષેધન પત્રિકા)

## "કન્યા-વિક્રયીને" સઝડ ફટકો.

કન્યા-વિક્રય થયેલી કન્યાએ આપેલો
ચિત્તાર્ષક ચિત્તાર.

કપોળ જ્ઞાતિ માટે ખાસ.

દોહરા.

કન્યા વિક્રય જે કરે, વળી કરાવે જેહ,
બન્ને રૈ રૈ નર્કમાં, જાયે નહિ સંદેહ;
"વિક્રય" થયેલી પુત્રીનો, ચિત્તાકર્ષક ચિત્તાર,
વાંચી વ્હાલા વીર તમો, કરો તેઓની વ્હાર;

લખનાર મી૦ માધવજી ભાણજી સંઘવી.

સંવત ૧૯૭૬.

કિંમત અમુલ્ય.

# કન્યા વિક્રયીને સખ્ત ફટકો.

## "કન્યા-વિક્રયનો" પૈસો કેટલો નિષેધ છે?

**કન્યા વિક્રય કરનાર તથા કરાવનાર કેટલા દોષિત છે? તેનો એક કન્યા વિક્રય થનાર કન્યાએ આપેલો અગત્યનો ચિતાર.**

(લખનાર **મી૦ માધવજી ભાણજી સંઘવી.**)

ધનપાલશા શેઠ—કેમ શેઠાણી? આજતો કંઈ ઉદાસીમાં જણાઓ છો?

ધનકોર શેઠાણી—શું કહું ઉદાસીની વાત? આપણે ઘેર પરમેશ્વરે સમૃદ્ધિ પુષ્કળ આપી છે પણ સંતતી (પુત્ર) વગર તે બધું સુન્ય જેવું છે તેને માટે ઉદાસી થાય છે.

ધનપાલશા શેઠ—તેને માટે ઉદાસમાં શું કરવા રહો છો? આપણા નસીબમાં હશે તો તે પણ થાશે, માટે તમો ઉદાસીપણું છોડી દઈ કંઈ બાધા (આગડ) વિગેરેનો ઉપાય કરો તો ઠીક.

ધનકોર શેઠાણી—તે ઉપાય તો મેં ગઈ કાલેજ કરેલ છે, એક ઘણીજ કઠણ બાધા લીધી છે, અને તે એ કે, જો કદાચ પુત્ર-મને-થાય તો તેનું નર્ક એક સળીભરીને ચાટવું.

ધનપાલશા શેઠ—બાધા તો બહુ કઠણ લીધી છે તો હવે કંઈ પરમેશ્વર કૃપા કરે તો.

**કહેવત:—**

"કાગનું બેસવું અને તાડનું પડવું."

તે કહેવત પ્રમાણે શેઠાણીને તે દિવસથીજ ગર્ભાધાન રહ્યું અને તેને ચાર માસ વીતી ગયા.

ધનકોર શેઠાણી:—શેઠ? આપણી માંગણી પરમેશ્વરે કંઈ સ્વીકારી લાગે છે, એમ મને જણાય છે કારણ મને સીમંત માસ થયા છે. લગભગ પાંચમો મહિનો બેસવા આવ્યો છે.

ધનપાલશા શેઠ:—ત્યારે સીમંતનું મુહુર્ત પુછાવી તે શુભ કાર્ય મોટી ધામધુમ સાથે કરવાની તૈયારી કરીએ, કારણ બાપનું બારમુ અને બેરીની અઘરણી ફરીફરીને આવતા નથી.
વળી, આપણે ત્યાં ધનની કયાં કમી છે? તો આવે પ્રસંગે ધન નહિ ખર્ચીએ તો કયારે ખર્ચી શું?

ધનકોર શેઠાણી:—જેવી આપની મરજી (ઉપલી? કહેવત પ્રમાણે જો શેઠ સારો ખર્ચ કરી મને લ્હાવો લેવરાવે તો સારૂં)

ધનપાલશા શેઠ:—જોશી મહારાજને બોલાવીને. કેમ જોશીમહારાજ? જુઓને આપણે ત્યાં પરમેશ્વરે ઘણે વર્ષે સારો દિવસ દેખાડયો છે, તો સીમંતનું મુહુર્ત આપણે ઘણાં ઠાઠમાઠથી કરવાનું છે, માટે સીમંતનું મુહુર્ત ચોખ્ખું કયારે આવે છે? તે જરા હમણાંજ જોઇને કહોની?

જોશી મહારાજ:—શેઠજી? સીમંતનું ચોખ્ખું અને શુભ મુહૂર્ત તો નજીકજ આવે છે અને તે ચાલુ માસમાં આઠમ ને રવીવારે ચોખું આવે છે, માટે શુભ કાર્ય આજ થતાં હોયતો કાલે કરવાં નહિ. (કારણ સારાં કાર્ય આડાં સો વિઘ્નો આવે છે.) ઠીક છે લ્યો આ દક્ષણા (૧ સોના મહોર આપીને) જોશી મહારાજ? પાછા સારે કામે વ્હેલા પધારજો.

જોશી મહારાજ:—(ખુશી થઇને) આશિર્વાદ છે, શેઠજી, તમારૂં કલ્યાણ થાઓ અને પરમેશ્વર તમારી ઇચ્છા પૂર્ણ કરો.

ધનપાલશા શેઠે:—જોશી મહારાજે આપેલા મુહુર્ત પ્રમાણે સીમંતના શુભ કાર્ય કરવાનો તુરતજ આરંભ કરાવ્યો. સર્વેસગાં સંબંધીઓના સમુહને, તથા આખા ગામને સાંજીનું આમત્રણ કરાવી એક પણ બૈરૂં–છોકરૂં રહી ન જાય તેને માટે સારી રીતે ગોઠવણ કરાવી હતી. જેથી સર્વેએ પૂર ઉલટથી સાંજીના કાર્યમાં ભાગ લીધો હતો, અને દરેક બૈરાં અને છોકરાને સારૂં નાલીયેર આપવામાં આવ્યું (જે રૂ. ૫,૦૦૦) પાંચ હજારને આસરે થયું.)

ત્યાર પછી પુત્ર પ્રસવ થયાની આશામાં શેઠ તથા શેઠાણી દિવસો આનંદથી નીર્ગમન કરે છે. એટલામાં પ્રસવ માસ બેસવાને આઠેક દિવસ થતાં પુત્રનો જન્મ થયો. તેની વધામણી લઇને શેઠાણીની બ્હેન ચંચલ ગૌરી શેઠ પાસે આવ્યાં.

ચંચલ ગૌરી—શેઠજી ! શેઠજી ! મારી બ્હેનને પુત્રનો જન્મ !

ધનપાલ શેઠ—હેં પુત્ર ! કયાં ગયા ! કયા ગયા ! મહેતાજી ! મહેતાજી ! જલદી આવો જોશી મહારાજને બોલાવી લાવો. સાથે સાથે ગામમાં સાકર વહેંચાય તેટલી લેતા આવજો. હમણાં સાકર ઘણી મોંઘી છે તેનો વિચાર નહિ કરતાં લીધા વગર પાછા આવશો નહિ. વળી મહેતાજી, મારે તમોને એક અગત્યની સુચના કરવાની છે. અને તે એક જમણ-સાંજે-૭ વાગે તૈયાર થાય તેમ ગોઠવણ કરવાની છે તેટલા વખતમાં છોકરાઓને છુટી આપીને-ઇનામે વહેંચવા માટે મેળાવડો કરવાનો છે, માટે તેમાં જોઇતી દરેક ચીજોની પણ ગોઠવણ કરવાની છે. હો !

મહેતાજી કહે—શેઠજી ! જેવો આપનો હુકમ જેની ઉલટ આપવાને આવા શુભ કાર્ય માટે છે તો અમો શું કરવા ઓછું રાખીએ ! (તુરતજ મહેતાજીએ શેઠના ફરમાન મુજબ દરેક દરેક ચીજની ગોઠવણ નક્કી કરેલા વખતની અંદર કરી)

મહેતાજી—(આવીને) શેઠજી ? આપના હુકમ મુજબ સર્વે ગોઠવણ તૈયાર કરી છે તથા આમંત્રેલા સર્વે જનો આપણા બંગલાના બગીચામાં હાજર થયાં છે માટે આપ ત્યાં પધારો.

ધનપાલશા શેઠ—(ત્યાં જઇ સર્વેને ભેટીને) પધારો, પધારો, મારા ભાઇઓ તથા બહેનો ? આપ સર્વેએ મારે ત્યાં તસ્દી લઇને પધારી મને ઘણોજ આભારી કર્યો છે. આજે અત્રે પધારવાનું કારણ મહેતાજીએ સર્વ તમોને વિદીત કરેલ છે એટલે મારે-તમને-તેને-માટે-કંઈ-પણ કહેવાનું બાકી રહેતું નથી. દૈવે આજે ઘણાં વર્ષે આનંદનો દિવસ-દેખાડયો છે તો તમારી સાથે આજનો દિવસ આનંદમાં પસાર કરવો કારણ આજનો પ્રસંગ તમો વડિલોનાજ આશિર્વાદનેજ આભારી છે.

સર્વજન-સમાજ—શેઠજી આપના પુત્રને પરમેશ્વર દિર્ધાયું કરો.

ધનપાલશા શેઠ—(બોલ્યા) અસ્તુ. ગરબા પાર્ટીની છોકરીઓ સામું જોઇને ચાલો દીકરીઓ આજની ખુશાલીમાં સર્વે ગરબા ગાઓ.

કન્યાઓ—(ગરબો ગાય છે.)

## રાગ પુનમ ચાંદનીનો.

બેહેની આનંદે મળીને આજે આપણેરે, ગરબે રમવા જઇએ ધનપાલશાને ઘેર
ચાલો ગરબે રમવા સર્વે મળી સંગાથમાંરે ,

## સાખી,

ધનપાલશાને અંગણે-પુત્ર પ્રસવ થયો આજ,
આશા પુરી ઈશ્વરે-કર્યું સુભ કારક કાજ;
માટે આનંદમાં આવીને આજે આપણેરે, ગરબા ગાઇએ સર્વે હળી મળીને
બ્હેન-ચાલો ગરબે રમવા ( ૧ )

## સાખી.

લાડ લડાવે આપણે, બહુ ધનપાલશા શેઠ,
દાગીના ઉંચા વસ્ત્રોની, આપે છે બહુ ભેટ;
પેરી ઓઢીને આનંદે રમીએ આપણેરે, આપો આશિષ બ્હેની અંતરની
સહુ આજ—ચાલો ગરબે રમવા (૨)

## સાખી.

રાખો ચિરંજીવી સદા, શ્રી પતિ તમસુત,
આશિષ કરીને આપીએ, દિર્ઘાયુ રહો તમપુત;
માર્કંડમુની માંગણી અમસ્વીકારજોરે, વૃદ્ધિ કરજો શુકલ સસી વધે-
વળી જેમ—ચાલો ગરબે રમવા ( ૩ )

ધનપાલશા શેઠ ગરબો સાંભળીને બહુજ ખુશી થઇ ગયા અને તુરતજ શેઠાણીને કહેવરાવ્યું કે લ્યો આ દાગીનાઓ અને વસ્ત્રો ચી૦ ભાઇ રત્નશાની ખુશાલીમાં ગરબામાં ગાવા વાળાઓને વહેંચાવી અપાવો, જો કોઇ રહીજાય નહિ હો ! વળી છોકરાઓને પણ દરેક સ્કુલમાં સ્લેટ, પેન્સીલ, રૂમાલ, દેશી હિસાબની ચોપડીઓ પતાસાં પાન વિગેરે વહેંચીને છુટી દેવરાવજો કારણ અત્યારે કોઇપણ જાતની ઉણુ રાખીને કામ કરવાનું નથી. વળી દુધપાક પુરીનું જમણ પણ તૈયાર થઇ ગયું છે તો બધાને જમાડીને ગાડીભાડું દરેકને આપી રવાના કરજો હો !

શેઠાણીએ દરેકને સારી રીતે જમાડી લાયકને ઘટતે ઘટતા વસ્ત્રો તથા પેરામણી આપી તથા ગાડી ભાડાં આપી વિદાય કર્યા, અને ત્યારબાદ તેજ પ્રમાણે શેઠ અને શેઠાણી આનંદમાં દિવસો નિર્ગમન કરતાં પાંચેક વર્ષો વીતિ ગયાં. આનંદે જરાપણ અવકાશ નહિ આપવાથી શેઠાણી પોતે કરેલી બાધાનું નિવારણ કરવનું તદન ભુલી ગયાં. તેવાંમાં દૈવ્ય યોગે ચી૦ રત્નશાને માંદગીએ સપડાવી એવોતો સખ્ત હુમલો કર્યો કે તેની ઉપર કરવામાં આવેલા દરેક ઉપાયોની કારી જરાપણ ફાવવા દીધી નહિ અને દિવસે, દિવસે ચી૦ રત્નશા ભયંકર માંદગીનો ભોગ થઇ પડયો તેથી.

ધનપાલશા—શેઠાણી! હવે આપણે શું કરવું? આજ લગભગ ત્રણ ચાર માસથી ચી૦ રત્નશાને સખ્ત માંદગી લાગુ પડી છે અને તેની ઉપર આટલા આટલા ઉપાયો તથા નજરબંધીઓ વિગેરેના પ્રયોગો કરવા છતાં એક તલભાર પણ અસર થતી નથી. તે ઉપરથી હવે સમજાય છે કે દૈવે આપેલું આ સુખ અચકાઈ જવાનું થયું છે. એ કહેતાનીજ સાથે શેઠની આંખમાંથી આંસુ નીકળી ગયાં.

ધનકોર શેઠાણી, ( ગળા ગળાં થઈને )

પરંતુ ધીરજ આપીને શેઠને કહેવા લાગ્યાં કે હવે જરા શાન્ત થાઓ, દુઃખને વખતે બીલકુલ નહિ ગભરાંતાં શાન્તિથી રહેવું જોઇએ. મેં કરેલી પેલી કઠણ બાધાનું નિવારણ કરતાં આજ દિન સુધી રહી જવાથીજ આ પરિણામ આવેલું જણાય છે.

ધનપાલ શેઠઃ—શેઠાણી? ત્યારે હવે જલદી કરોને. તે પ્રમાણે નિવારણ કરી બાધાથી મુક્ત થવામાં શું કરવા ઢીલ કરો છો? કરેલી પ્રતિજ્ઞા વગર વિલંબે તુરત પૂર્ણ કરો.

ધનકોર શેઠાણીઃ—શેઠ? એવી કઠણ બાધા હવે કેમ પળાય? તેનાજ વિચારમાં છું, કારણ બાઇ જનમ્યો તેજ વખતે તે બાધાનો બંધ વાળ્યો હતે તો ઠીક થઇ પડત. હવે તે મોટી ઉમરનો થઈ અનાજ ખાતાં શીખી ગયો તેથી તેનું નકું ખાવાને મને બહુ વિચાર થઈ પડે છે. ( સુગ ચડે છે. )

ધનપાલશા શેઠઃ—ત્યારે હવે શું કરવું! બાધાનું નિવારણ કર્યા વગર તેને સારૂં થવાનો બીજો એકે ઉપાય નથી. માટે તેનું જેમ બને તેમ જલદી નિવારણ કરી નાખવું જોઇએ.

ધનકોર શેઠાણીઃ—તેનાજ વિચારમાં મારા શરીરની સ્થિતિ આવી ઉભી થવા પામી છે. અને હવે મારો પોતાનો કાળ નજીક આવતો હોય તેમ દેખાવા લાગ્યું છે.

ધનપાલશા શેઠઃ—જો તમારી બન્નેની તેવી સ્થિતિ થાશે તો મારાથી આ સંસારમાં જીવાશેજ કેમ? હું પણ આખરે ઝુરી ઝુરી મરી જઇશ.

શેઠ, શેઠાણી તથા પુત્રની આવી દુખદાયક સ્થિતિ થઇ ગઇ છે. કરેલી ઘોર પ્રતિજ્ઞા કેમ પાળી શકાય તેવા વિચારમાં રાત્રિ દિવસ ચાલ્યા જાય છે. અને ચિન્તાના સ્થાનમાં તદન ભાન ભૂલી ગયાં છે. તેવામાં દૈવ ઇચ્છાથી એક મહાત્માં આંગણાં ઉપર એકાએક આવી ચઢયા.

મહાત્માઃ—( શેઠ તરફ જોઇને ) ભક્ત તમારૂં કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ

ધનપાલશા શેઠ:—(મહાત્મા તરફ નમસ્કાર કરીને) તથાસ્તુ ? પણ મહારાજ અત્યારે તો મારૂં કલ્યાણ થવાને બદલે અકલ્યાણ થવા બેઠું છે. જે અમારી સ્થિતિ જોવાથી આપને માલમ પડશે.

મહાત્મા:—ભક્ત મત ગભરાઓ. મેરા આશિર્વાદ પરમાત્મા જરૂર સફળ કરેગે. કોણ ચિન્તામેં તુમ દોનું ફસાએ હો; ઓ સબ બાતોકા. જરાપણ બીન શંકાસે નિવેદન કરો.

ધનપાલશા શેઠ:—મહારાજ ચિન્તાતો અત્યારે અમારા જીવ સટોસટની છે. તેમાંથી બચવાનો રસ્તો આપ બતાવશો તોજ બચી શકાય તેમ છે. શેઠાણીએ પુત્રની ઇચ્છાથી ઘણીજ કઠણ પ્રતિજ્ઞા કરી હતી કે પુત્ર પ્રાપ્તિ થાય તો તેનું એક સળીભરીને નર્ક ચાટવું. દૈવ ઇચ્છાએ તે પ્રતિજ્ઞાનું સાર પુત્રની પ્રાપ્તિ થઇ પરંતુ તેના આનંદમાં ને આનંદમાં કરેલી પ્રતિજ્ઞાનું નિવારણ કરવાનું આજદિન સુધી રહી ગયું. અને તેટલા વખતમાં પુત્ર મોટો થઈ જવાથી તેનું નર્ક ચાટવાનું શેઠાણીથી હવે બહુજ મુશ્કેલ થઇ પડયું છે અને તેને લીધેજ પુત્રને આવેલી માંદગીથી તેની ચિંતામાં શેઠાણીની તથા મારી આ મરણ તોલ સ્થિતિ થઇ પડી છે.

મહાત્મા:—શેઠજી એ ઠીક રહો ? પરમાત્મા મેરા બચન જરૂર સત્ય કરેગે ઔર આપકી આશાભી જરૂર પૂર્ણ હોજાયગી.

ધનપાલશા શેઠ:—મહારાજ ! આપનું વચન પરમેશ્વર સત્ય કરો. પરંતુ શેઠાણીએ આ કરેલી પ્રતિજ્ઞાનું નિવારણ કેમ કરવું ? એનો રસ્તો આપ સત્વર બતાવો તો ઠીક.

મહાત્મા:—શેઠજી ? અબ સુનીએ. અપને શાસ્ત્રમે નર્કકી સંજ્ઞા બહોત હય. ઉસમે "કન્યા-વિક્રય" નર્ક બડા ભારી નિષેધ લીખે હય. ઉસકે લીએ આપ-જો "કન્યા-વિક્રય" કરતે હય ઉસીકા ઘરોકા અનાજ આપ શેઠાણીકું ખીલાઇએ તો એ નર્ક ખાયા બરાબરજ હોયગે. તો ઓ બાતકા આજ જલદી નીકાલા કરો. ઔર શેઠાણીકું ઘોર પ્રતિજ્ઞાસેં મૂક્ત કરો.

ધનપાલશા શેઠ:—મહારાજ જો એમજ છે તો હમણાંજ તેને માટે ગોઠવણ કરૂં છું. કારણ અમારા ગામમાં આજકાલ એવા "કન્યા-વિક્રય" કરવાવાળા ઘણાં ઘરો થઈ ગયાં છે. કે જેઓ પોતાની દીકરીના પૈસાનો પૂરેપૂરો ધરવ કરી મસાણીઆ

બૂતોને એટલે કે મડા સાથે મીંદોળ બાંધી પોતે તેના માંસનું ભક્ષણ કરે છે. આવું નષ્ઠ કામ તો તેઓ હવે બે ધડક રીતે તથા બે શરમ રીતે યા હોમ કરવા લાગ્યા છે. પણ મહારાજ એક સંશય મને ઘણા લાંબા વખતથી ઉભો થયો છે તો આપ કૃપા કરીને તેનુ પણ સાથે સાથે નિરાકરણ કરશો અને તે આપના ખુલાસાથીજ મારો સંશય મટશે.

મહાત્મા:—શેઠજી! આપકા જો કુચ્છબી સંશય હોય તો મેરી પાસ સમ નિવેદન કરનેકે લીએ આપકા સર્વ સંશયોકા સમાધાન અચ્છી તરેસે હોવેગા.

ધનપાલ શેઠ:—મહારાજ? કન્યા-વિક્રય કરવા વાળા વધારે પાપી છે? કે કન્યા-વિક્રય કરાવવા વાળા વધારે પાપી છે? કેટલાક કાળા ધોળાં કરીને તથા ગરીબોની ગરદન મારીને આયતા, પૈસા આવી જવાથી પૈસાની કિંમત ન સમજનારાઓ, આવાં પાપો કરવાની પહેલ કરે છે; અને પેલા રાક્ષસોને મોઢે માગ્યા પૈસાની લાલચમાં લપટાવીને કુમળી કન્યાઓના (હાડ, માંસ, ચામ) વેચાંતાં લે છે. તો આ બન્નેમાં વધારે પાપી તથા દોષિત કોને સમજવો? તે આપ સવિસ્તર સમજાવો.

મહાત્મા:—શેઠજી? તુમને તો બહોત અચ્છા પ્રશ્ન ઉપસ્થિત કીયા હય, તો સુનીએ. કન્યા-વિક્રય કરનેવાલા ઓર કરાનેવાલા એ દોનું રૈ, રૈ, નર્ક કે આધિકારી હય. જીનનાં કાળાં ધોળાં કર કર, ઔર ગરીબોકી ગરદન કાટકર, જેને પૈસા મીલવાયા હય, તો ઉસીકા પૈસા અચ્છે કામો મેં કદી પણ ઉપયોગ હોનેવાલા નહિ હય. એસે નરાધમ રાક્ષસોકોકુ ખીલાનેમે,ઔર વ્યભીચાર યાતો સટ્ટાકા જુગારોમે ઓસીકા પૈસાકા નાશ અવશ્ય હોતે હય. એસે આદમી નક્કુટે એસે ઘોર નર્ક મે જાનેવાલે હય. ઓર દીકરીઓકા વિક્રય કરને વાલે તો કેવળ નર્ક ખાનેવાલે ઓર નર્ક મે જાનેવાલે હય. ઇસીકેલીએ ઉસીકા ઘરકા અનાજકું શાસ્ત્રમે નરકસે નિસેધ કીયે હય.

ધનપાલશા શેઠ:—મહારાજ હું તો આજ દિન સુધી એકલા કન્યા વિક્રય કરવા વાળાને પાપી અને દોષિત સમજતો હતો, પરંતું કન્યા વિક્રય કરાવનાર પણ તેટલાજ પાપી અને દોષિત છે. આપનું કહેવું સત્ય છે કે જેવું ધન તેવીજ તેની ગતિ થાય છે. માટે તેઓ બન્ને જણા પૂરેપૂરા પરમેશ્વરના ગુન્હેગાર તથા અધો ગતિનાજ આશ્રિત છે.

**માહાત્મા:**—અપને દેશકી જો અધમ દશા આઇ હય ઓ દોનોકુંજ આભારી હય. સીધે સાધે આદમીકું એસા લગતા હોયગા કે દેખો "કન્યા-વિક્રય" કરને–વાળે ઓર કાળાંધોળાં કરકર પૈસા એકઠા કરનેવાલે દોનુ જીતને પૈસાવાન ઓર સુખી હય. પણ ઓ થોડા બખતકા ચમત્કાર હય, એસે કન્યા વિક્રય કરનેવાલેકી લડકી અપને મા-બાપકુ કેસે આશિર્વાદ દેતે હય ઓભી–જરા સુનીએ.

**કન્યા વિક્રય થયેલી કન્યા:**—અરે રે, મારા રાક્ષસી માબાપો તમો તમારા હાડ માંસમાંથી ઉત્પન્ન કરેલી પુત્રીનું હાડ માંસ વેચી પ્રાશન કરો છો, તો તમોને રાક્ષસો કહેવામાં શું ખોટું છે? તમો અમારા સંસાર સુખનો નાશ કરવામાં દૈત્ય જેવા દેખાઓ છો. તમો અમારૂં મડા સાથે મીઢોળ બાંધવામાં બહાદુરી બતાવો છો! શીયળ સાચવવામાં મનાતી આર્યની શ્રેષ્ઠ બાળાઓને અત્યાચારમાં ઉતારવામાં આનંદ માનો છો. ઓ! અધમ મા–બાપો! તમારૂં પેટ ન ભરાય તો ફોડી નાખો, નહિ તો આવા કરપીણુ કામ કરતાં તમારૂં કઠોર કાળજુ કેમ કપાતું નથી? તમો અમારો કકલાટ જોતાં આંખે આંધળા કેમ થતા નથી! તમો મોટી મોટી દેશ–દાઝની વાતો કરો, અને પોતાનીજ દિકરીઓને દાવાનળમાં દાઝેલી જોઇને તમારા અંતકરણમાં આગ કેમ લાગતી નથી? પારકા માંસનું ભક્ષણ કરનારા રાક્ષસી પ્રાણીઓ પોતાના બચ્ચાંનું પોષણ કરે છે ત્યારે નિર્લજ માણસરૂપે સક્ષસોના પણ રાક્ષસી મા–બાપો? તમો તમારાજ પેટનું માંસ વેચીને ખાતાં ખપી કેમ જતા નથી? તમારા જેવા ફરજંદોના લોહિ પીનાર રાક્ષસોના ભારથી પૃથ્વી હવે થરથર કંપવા લાગી છે, તેનો તમોને પરમેશ્વરનો કંઈ ડર છે? તમારા જેવાઓ માટે રૈ, રૈ નરક સિવાય બીજુ એવું એક પણ સ્થાન ખાવાને તથા રહેવાને નથી તે યાદ રાખજો. અરે રે જે આર્યો એક

વખતે પોતાની પ્યારી પુત્રઓનું સંરક્ષણ કરવા માટે પોતાના પ્રાણના ભયંકર ભોગો આપતા હતા તેજ આર્યો પોતાની પુત્રીના હાડ માંસ વેચીને પ્રાશન કરવા લાગ્યા ! અરે, રે, અમારા આર્યાવર્ત દેશની આવી અધમ દશા ! હે, પરમેશ્વર ! આવા પાપીઓને પેદા કરવામાં તારી કંઇ પ્રવીણતા ગણાશે ? હે, દયાળુ દેવ ? તેવા પાપી-ઓના ઉદરમાં અમોને ઉત્પન્ન કરતાં તને દયા કેમ નથી આવતી ! એવા નરાધમોનું નીકંદન કાઢી અમારી આર્ય ભુમિનો ફરી ઉદ્ધાર કર, અમારા ન્યાતીલાઓ પાસે અમારી ફર્યાદો શું કરીએ ! તેઓ મોટી મોટી દેશ સુધારાઓના વાતો કરે છે પરંતુ પોતાની ન્યાત સુધારવામાં નિદ્રામાં પડયા છે. તેઓમાંથી કેટલાક ભણેલા છે. તેવાઓ જ્યારે મોટી મોટી મોઢે માંગી રકમો અમારા રાક્ષસી મા-બાપોને આપવા લાગ્યા છે ત્યારેજ અમારી આ અધમ દશા આવી છે. માટે તેવા કામમાં દામ આપનારા ન્યાતીલાઓ તમારી પણ તેવીજ અધમ દસા થાઓ ! કારણ પારકાને ઉપદેશ કરવામાં તમો પંડિતાઇ દેખાડો છો અને બીજી બાજુ મોં માગ્યાં દામ આપી આવા નરાધમ કામ કરાવો છો. અમારી અધમ દશા તમારા જેવા થકીજ થઇ છે. અમારાં લીલાંઉઓ તમારા જેવાથીજ થાય છે. એક કરે બે હજાર, બીજો કહે ચાર હજાર, ત્રીજો કહે સાત હજાર, અને ચોથો કહે કોરે કાગળે માંગે તેટલાં આશું ! અમારા રાક્ષસી મા-બાપોને ઉત્તેજન આપનારા તેવા, ઓ ? નરાધમો ! તમારા પૈસાનો પરમેશ્વર નાશ કરો. ઓ ! વેશવાલીઆ બ્રાહ્મણો, તમો જાલીમ જમો શું જવાબ આપશો ? તમારા પેટના ખાડા જીવતે નરકથી ભરો છે અને આખરે રૈ, રૈ

નરકમાં જાવાનો રસ્તો કરો છો. યાદ રાખજો કુદરત તમારૂ અકલ્યાણ કરશે એવો અમારો તમો ત્રણેને આશિર્વાદ છે. તમારા જેવાઓના મૂળ જ્યારે આ પૃથ્વિમાંથી સદંતર ઉખડી જશે ત્યારેજ અમારા આર્યાવર્ત દેશનો તથા અમારો ઉદ્ધાર થશે. અમારા દુઃખોની કંઇ સીમા છે ? એક ઠેકાણે થયેલો સંબંધ તોડી, ઢેડવાડે જઈ હાડકાનો પ્રેવ કરવાવાળા અમારા રાક્ષસી મા-બાપો તથા વાલીઓ પેલા મસાણીઆ ભૂતો સાથે ભેટાડી દેવા લાગ્યા છે. આવા સખ્ત ગુન્હેગારો માટે સખ્ત સજા એટલે (ન્યાતબહાર) સજા સિવાય તેનો બીજોન્યાય હોય ખરો ? ન્યાતના માનવંત શેઠીઆઓ ? જો આ પ્રમાણે ચાલવા દેશો તો ભવિષ્યમાં ભયંકર ન્યાતની સ્થિતિ થવાની. આ બધી આગાહિઓ છે, તેનો અંત આણવા માટે તમારે શિથીલતા, તથા તમારી નિર્બળતા, હવે બીલકુલ દેખાડવી જોઇતી નથી. નહિ તો યાદ રાખજો કે ઉંચ પંક્તિએ ચડેલી આપણી ન્યાત તદન અધમ દશામાં આવી જશે, તથા તેના જોખમદાર અને દોષિત તમો છો માટે હવે જલદી જાગો અને આપણી ન્યાતની ઉન્નતિની યોજનાઓ ઘડવા લાગો એજ.

## ઉપસંહાર.

આ ઉપરથી અમને એમજ લાગે છે કે "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" તે કહેવત પ્રમાણે જ્યારે વિનાશ થવાનો હોય છે ત્યારેજ બુદ્ધિ સર્વને તેવાં અનિષ્ટ કાર્યો કરવાને પ્રેરે છે. આટલી હદે "કન્યા વિક્રય" ની વૃદ્ધિ થવાનું કારણ આપણી ન્યાતના બંધારણોની શિથીલતાનેજ આભારી છે. જ્યાં હિતાહિત સમજવામાં જ્યારે આટલી બધી શિથીલતા જોવામાં આવે છે, તો ન્યાતની ઉન્નતિની આશા હવે રાખવી તે ઝંઝવાના જળથી તરસ મટાડવા જેવું છે. ઉંચ પંક્તિમાં ગણાતી આપણી ઉજવળ કપોળ જ્ઞાતિની આટલી બધી અધમ દશા થઇ ત્યાં સુધી ઘોર નિદ્રામાં આરામ લઈ સુતેલા ન્યાતીલાઓ ! જ્યારે આખો દેશ અત્યારે એકદમ જાગૃત અવસ્થામાં આવી ગયો છે, ત્યારે તમો કુલ નિદ્રામાં ફસાયા છો ? જે ન્યાત સર્વ વણીક કોમમાં અત્યારે વિશાળ મોભો ધરાવે છે, વળી જે ન્યાત અત્યારે સર નાઇટ, ઓનરેબલો, વિલાયત પાસ

થયેલા ડોકટરો, અને બેરીસ્ટરો, જે. પી. ઓ જેવા ઉંચા ખેતાબો ધરાવનારાઓ તથા કેળવાયેલા ગ્રહસ્થો ધરાવવાનું મગરૂરપણું માને છે, વળી જે ન્યાત અત્યારે દોલતમા, વ્યાપાર વણીજમાં અગ્રેસરપણું ભોગવે છે, તેવી ઉંચી પંકિતએ ચઢેલી ન્યાતમાં "કન્યા વિક્રય" જેવા અનર્થ કારક અને ત્રાસદાયક કાર્યો, તથા કુમળી કન્યાઓના લીલાંઉઓ તથા એક ઠેકાણે દીધેલી કન્યાને છોડીને બીજે ઠેકાણે પૈસાના લોભે મસાણીઆ ભૂતોને, તેઓના હાડમાંસ ખાનારા રાક્ષસી મા–બાપો બેધડક રીતે ન્યાતની જરાપણ પરવા કર્યા વગર આપી દેવા મંડ્યા છે, તેમજ આજકાલના બનેલા પૈસા પાત્ર ગૃહસ્થો? તેવા રાક્ષસોને પોતાની આયતી મહેનતના પૈસા મોઢે માગ્યા આપી વધારે મસ્ત બનાવી ગરીબ ન્યાતીલાઓનું નખોદ વાળે છે. આશું. આપણી ઉચ્ચ પંકિતમાં ગણાતી ન્યાતનું ગૌરવ છે! આશું; આપણા કેળવાયેલા ન્યાતીલાઓને ઓછું શરમાવનારૂં છે! દેશ દાઝની મોટી મોટી વાતો કરીએ, હોમ રૂલ મેળવવાની હઠ કરીએ, સંસાર સુધારાનો મોટો ડોળ દેખાડીએ, સત્યા ગૃહના ખોટા ઉભરા લાવીએ, જ્યારે આપણી પોતાની કોમનીજ ઉન્નતિ કરવામાં બીલકુલ ઉલટ જોવામાં આવે નહિ અને ઘોર નિદ્રામાં પડ્યા રહેવું એ શું દેખાડે છે? કેવળ ટોકીંગ મશીનની માફક બકવાદ પણું–બીજુ કંઇજ નહિ. માત્ર બકવાદ કરવાથી કારયની સિદ્ધિ થાતી નથી. પરંતું કાર્ય કરવાથીજ કારયની સિદ્ધિ થાય છે. માટે હવે ઉંઘવાનો વખત વહી ગયો છે, અને જાગૃત સમય થયો છે–તો હવો જ્ઞાતિલાઓ જાગો. પહેલે તમારી જ્ઞાતિના (દેલવાડીઆ–ઘોઘારીના) બે ફાંટાનો ભેદ ભાંગો કે જે પહેલે આખી કોમનું એકત્રપણું કરવાની જરૂર છે, અને કપોળ કોમ આખી થવાથી, મારા તારા પણાનો કોઇ દિવસ મતભેદ થાશે નહિ. અને તેજ જ્ઞાતિની ઉન્નતિ કરવાનું પહેલું પગથીયું છે, ત્યારબાદ જ્ઞાતિના કેટલાક ખોરંબે પડેલા ફંડો જે આજે લાખો રૂપીઆના થવા જાય છે, તેવા ફંડોનો આવા દુષ્ટ કન્યા વિક્રયી રાક્ષસોના પંજામાં સપડાએલી (એટલેકે પૈસાની લાલચે મસાણીઆ ભૂતોને ભેટાડવાને તૈયાર કરેલી) દીકરીઓને છોડાવીને સારા ઉંમર લાયક યુવાન જ્ઞાતિલા સાથે પરણાવવા માટે થનારા ખર્ચોમાં ઉપયોગ કરો. અને આવા રાક્ષસોની આર્થીક સ્થિતિ સુધારવા માટે યોજના ઉભી કરો કે જેથી તેવા રાક્ષસો તેવી યોજનાઓમાં કામે લાગી પોતાનું ગુજરાન કરતા થાય અને મસાણીઆ ભૂતોનો ભોગ થતી બાળાઓ બચી જઇને, ઉંમર લાયક પતિ મેળવતી થાય, તેમ દરેક ન્યાતીલો પોતાના સંસારના સુખ ભોગવે, જેથી આ ઉપર જણાવેલો ઉપાય દરેક જ્ઞાતિભાઇઓએ ઉપાડી લેવાનો છે. તેમ તેનાથી દરેક જ્ઞાતિભાઇ (તવંગર યા ગરીબ)ને એક સરખું સંસારનું સુખ મળે, તેવા ખાસ બંધારણો પણ બાંધવાની જરૂર છે, જેમ ઉપર જણાવ્યું તેમ

કેટલાંક સડતાં જ્ઞાતિ ફંડોનો ઉપયોગ ખાસ જ્ઞાતિજ્ઞાઓના ભલાં કામોમાં શું કરવા વાપરવામાં ન આવે? તે પણ સવાલ ઉપાડી લેવાનો છે. સંસાર સુખ દરેક જ્ઞાતિલો ભોગવતો થાય, વિધવાઓનો પણ વધારો થતો અટકે, તેમ પેલા રાક્ષસો પણ પોતાની કુમળી કન્યાઓના લોહી માંસ ખાતા બંધ થાય, આટલું હિતાહિત કરવા માટે હવે કયો ન્યાતીલો શાન્તિથી સુઇ રહેશે? પોતાની જ્ઞાતિની ઉન્નતિની યોજનાઓ ઉપાડી લેવા તે શું ઉભો નહિ થાય? રાજ્ય બંધારણમાં જેમ સ્વતંત્રતા ચાલી શકતી નથી તેમ જ્ઞાતિ બંધારણમાં પણ સ્વતંત્રતા ચાલી શકેજ નહિ, કારણ તે બંધારણો જો સખ્ત ન હોય તો પછી આખી પરિસ્થિતિ ઉલટ-પાલટ થઇ જાય માટે જ્ઞાતિના બંધારણો સખ્ત રીતે બંધાવાં જોઇએ. તેમ તેનો અમલ પણ તેજ પ્રમાણે થાવો જોઇએ. જ્ઞાતિની ગઇ સભામાં જ્ઞાતિભાઇઓએ પક્ષા પક્ષ નહિ કરતાં એકત્ર થઇ પેલા ગુન્હાખોરોને સખ્ત ફટકો મારીને ભવિષ્યમાં થનારા ભયંકર પરિણામોને અટકાવી દેવાનું શુભ પગલું ભરી પોતાની જ્ઞાતિનું જે ગૌરવ જાળવ્યું છે તેને માટે અમો અમારા જ્ઞાતિના શેઠીઆઓ, કમિટીના મેમ્બરો તેમજ દરેક જ્ઞાતિભાઇને ધન્યવાદજ આપીશું, અને ભલામણ કરીશું કે હવે પોતાની જ્ઞાતિના ભલાની યોજનાઓ ઉપાડી લઇ દરેક જ્ઞાતિલાને સરખો ન્યાય તથા સંસારનું સુખ મળે તેને માટે જેમ બને તેમ જલદી જ્ઞાતિ બંધારણ બાંધી નાખવાની જરૂર છે. પરંતુ તે પહેલાં મતભેદ થવાના જે બે ફાંટા (દેલવાડીઆ-ઘોઘારીના) કપોળ શબ્દના કકડા કરે છે તેને સાંધી કપોળ કોમ આખા શબ્દમાં અખંડ રહે તેને માટે પહેલે પ્રયાસ કરવાનો છે, અને તેથીજ સર્વનું હિતાહિત સચવાશે. તેમ સર્વને માટે તે એક શુભ ફળ દાયક છે. આટલું છતાં જો હવે બેદરકારી રાખવામાં આવશે તો વાંઢાઓનો થતો વધારાનો તથા "કન્યા વિક્રય" ના કાળાંધોળાં કૃત્યોથી થતી ખરાબીનો ઝાલીમ ક્ષય રોગ, જે આપણી કપોળ કોમને સચોટ લાગ્યો છે, તેથી ભવિષ્યમાં આખી કોમ ભલભરેલી સ્થિતિમાં આવી પડી, ટુંક સમયમાં પ્રાણાંત થવા પામે તે બનવા જોગ છે. અને તેને માટે અમારી જ્ઞાતિના શેઠીઆઓને, અગ્રેસરોને તથા દરેક જ્ઞાતિલા ભાઇઓને સમય સૂચક ચેતવણી આપી "કન્યા-વિક્રય"ના ઉપસ્થિત વિષયે હાલમાં આપણી જ્ઞાતિમાં કરી મૂકેલા ખળભલાટ માટે તેને ફટકા રૂપે આજનો લેખ એક ચાનક સાથે ઉપયોગી હોવાથી એક ફરજ રૂપે ઉચીત ધારી જ્ઞાતિ સમક્ષ રજુ કર્યો છે, તો દરેક જ્ઞાતિબંધુઓ તેને યોગ્ય અનુમોદન આપશે તેવી આશા છે. એજ.

લી૦ જ્ઞાતિ હિતેચ્છું,

**માધવજી ભાણજી સંઘવી.**

આ પુસ્તક સોરાબજી મનચેરજી જાગોસે **મુંબઇ વરતમાન પ્રેસમાં**
મી૦ રૂસ્તમજી દીનશાહ બીલીમોરીયાના બંગલામાં નંબર ૪૬૨
પ્રોકટર રોડ, ગ્રાંટ રોડ મુંબઇ મધે છાપ્યું છે, અને
મી૦ માધવજી બાણજીએ, મી૦ દામોદર માસતરનું
ઘર નંબર ૫૦-૫૪, જુની હનુમાન ગલી,
કાલબાંદેવી, મુંબઇ મધે છપાવી પ્રગટ
કીધું છે.

**૧૯૨૧.**